

# દૂહોકા

દેશળજી પરમાર · રવિશંકર પંડિત

આવૃત્તિ પહેલી




ફાગણ ૧૯૮૭




## કાવ્યોનો ક્રમ



પાંચ આના

પ્રકાશક : દેશળજી પરમાર સલાપોસ રોડ ગવારા અમદાવાદ

# પ્રાર્થના

હો વિભુ મુજ મસ્તકે
ને હો વિભુ મુજ વંદને.
હો વિભુ મુજ લોચને
વર્ચસ્ વહો રસદર્શને.

હો વિભુ મુજ આનને
ઝળહળ રમો મુજ પ્રાર્થને.
હો વિભુ મુજ માનસે
પ્રિયતમ, રહો ચિરચિન્તને.

હો વિભુ મુજ હૃદયે
અમૃત ઝરો મમ મંથને.
હો વિભુ મુજ મૃત્યુએ
ને હો વિભુ મુજ જીવને.



# આ કા શી  તા રા



આકાશી તારા એ આકાશી તારા !
આનંદ-ઓવારા એ આકાશી તારા !

દુનિયા હઈયાને દે થાક કૈં અકારા;
સંધ્યાતણા ગીતે પા શાન્તિની ધારા:

આકાશી તારા એ આકાશી તારા !
સાથે ને ન્યારા એ આકાશી તારા !

માંડીમાંડી મીટ મને હસવે તું પ્યારા !
પ્રાણુતણાં પૂર ભરે ચેતનચમકારા.

આકાશી તારા એ આકાશી તારા !
થા વીરા મારા એ આકાશી તારા !

૬ હીકા

# ચાલો ચાલોને

ચાલો ચાલોને છોકરાં રમવાને;
વન વાડી બગીચો ભમવાને.

લાલ પીળાં પતંગીઆં ઊડે છે;
આજ આપણાં ય હઈયાં કૂદે છે.

ફૂલ આછો આછો સુગંધ ઢોળે;
મન ઘેલાં બને આનંદછોળે.

ચાલો ચાલોને છોકરાં રમવાને;
વન વાડી બગીચો ભમવાને.



# કાગનું કરાઉં



સુણજો સર્જન! આ કરાઉં . . કરાઉં,
કેવું મધુરૂં કરૂં હું કરાઉં!
કા . . કા કે કાગકાગ
કાઢું ઘણાક રાગ
મને પિયારૂં ગીત કરાઉં . . કરાઉં:
સુણજો સર્જન! આ કરાઉં . . કરાઉં.

સુણજો સર્જન! આ કરાઉં . . કરાઉં,
કેવું મધુરૂં કરૂં હું કરાઉં!
મીની મિયાઉં કરે
દેડક ડરાઉં કરે
મારે ગભીરૂં ગીત કરાઉં . . કરાઉં:
સુણજો સર્જન! આ કરાઉં . . કરાઉં.

દ. હી. કા

# દેડક ડરાઉં



દેડક ડરાઉં ભાઈ! દેડક ડરાઉં,
ખાઈખાબોચિયે ખૂણે ભરાઉં!

પાણીતણાં પૂર ભળે
કૂદકાઓનાં શૂર ચઢે
આવે જો અવાજ—ચૂપ પાછો સંતાઉં:
દેડક ડરાઉં ભાઈ! દેડક ડરાઉં.

મેઘ તો વજાડે વાજાં
ઝાડપાન થાય તાજાં
ડ્રાઁ..ડ્રાઁ ડ્રાઉં ડ્રાઉં મારૂં ગીત ગાઉં:
દેડક ડરાઉં ભાઈ! દેડક ડરાઉં.

આવજો ઓ પંખીઓ
આવજો હો માનવીઓ
ભેળાં મળીને સહુ કરીએ ડ્રાઉં ડ્રાઉં:
દેડક ડરાઉં ભાઈ! દેડક ડરાઉં.

# બુઢ્ઢું બુલબુલ



બાગે જો! બુઢ્ઢું બુલબુલ,
જગનાં ગાતું ગીત મંજુલ.

ગાન કરે સુંદર દિનરાત,
તો ય જરા નવ લાગે થાક.

કરતું ઈશ્વરનાં ગુણગાન,
કરાવતું સહુને રસપાન.

બોલે: 'મુજ કાજે આ જગત,
'ને તેનો હું સુંદર ભક્ત.'

દ. હીં. કા.

# કેદી પોપટ



અંધારે ઉજ્જડ કો બેટ,
તરુડાળે ત્યાં પોપટ એક.

છે એની પીંખાયલ પાંખ,
શોકે ઝૂરી રહ્યો દિનરાત.

એકલડો એ કરે રુદન,
નિઃશ્વાસે બાળે દ્વિપવન.

રામ રામ એ બોલે બોલ,
ખૂબ ઉછાળે અંતરછોળ.

જંગલમાં એનું ના કોઈ,
ઘડીબઘડી શું રહેશે રોઈ!

પણ ઈશ્વરનો આવી દૂત,
નિશ્ચે લેશે એની સૂધ.

વનપંખી મન ધરજે આશ,
અજવાળે ઊડશે આકાશ.

# પતંગીઆં



પતંગીઆં, વનવન ભમતાં પતંગીઆં:
મનમન ગમતાં પતંગીઆં.

તમે ફરફર ઊડતાં ફૂલડાં છો
તમે પરીઓનાં બાળકડાં છો
પતંગીઆં, નીરખી નાસો પતંગીઆં:
અડકી કૂદો પતંગીઆં.

કોઈ લાલ પીળાં વાદળીઆં છો
કોઇ શ્યામ ભૂરાં પોપટીઆં છો
પતંગીઆં, રંગબેરંગી પતંગીઆં:
ચંચળ પંખી પતંગીઆં.

તમે તારલિયાની આંખ સમાં
તમે તિમિર તજી જ પ્રભાત ભમ્યાં
પતંગીઆં, રમણીય રૂપી પતંગીઆં:
સુંદર જીવી પતંગીઆં.

તમ પાંખની જ્યોત અખંડ ઝગે
તમ અંતર આંખ ચકોર રમે
પતંગીઆં, ક્ષણભર આવો પતંગીઆં:
ઘરઘર આવો પતંગીઆં.

૧૫૭૬૦

# ગ ણ પ તિ બા પા



બાપા ભોળિયા હો લાલ.

બાપા હળવે હળવે હાલે;
બાપા લાંબી સૂંઢ હલાવે:
બાપા ભોળિયા હો લાલ.

બાપા સો મણ લાડુ ખાયે;
બાપા તોય કદિ ન ધરાયે:
બાપા ભોળિયા હો લાલ.

બાપા બની ગયા દુંદાળા;
બાપા બેઠા રહે રઢિયાળા:
બાપા ભોળિયા હો લાલ.

બાપા ઉંદરના અસવારા;
બાપા દુઃખદળદરનાતારા:
બાપા ભોળિયા હો લાલ.



# વાનર ગીત

આવી શ્રીરામ સેના, બોલો શ્રીરામજી;
રાવણના ભાર શા, બોલો શ્રીરામજી.

માતાના દૂત છે, બોલો શ્રીરામજી;
ભારતના પૂત છે, બોલો શ્રીરામજી.

દેશધજા હાથમાં, બોલો શ્રીરામજી;
રામનામ સાથમાં, બોલો શ્રીરામજી.

વીરા બજરંગના, બોલો શ્રીરામજી;
લંકાના જંગમાં, બોલો શ્રીરામજી.

દરિયે છલંગ દ્યો, બોલો શ્રીરામજી;
રમ્મતનો રંગ લ્યો, બોલો શ્રીરામજી.

જાલિમનો ક્ષય થાવ, બોલો શ્રીરામજી;
વાનરનો જય ગાવ, બોલો શ્રીરામજી.

દ. હી. કા.

# દેશધજા



ધરીએ સૌ બાળ અમે દેશધજા હાથમાં.

ધજા ધરીને અમે મજા કરીશું,
ગુલામગીરીને રજા દઈશું;
શેરી ને પોળ વિશે ફરીએ સૌ સાથમાં:
રમીએ સૌ બાળ લઈ દેશધજા હાથમાં.

દેશની ધજા એ તો ધર્મધજા છે,
ધજા નમે એ તો આપણુ લજા છે;
રાખીશું અણુનમી રોજ એને બાથમાં:
નમીએ સૌ બાળ લઈ દેશધજા હાથમાં.

લીલા ને લાલ શ્વેત એવા ત્રિરંગની,
ફરફરશે રાતદિન માંડેલા જંગની;
સાતે સાગર ફરી ફરકે આકાશમાં:
ધરીએ સૌ બાળ અમે દેશધજા હાથમાં.

# તકલી



તકલી ત્રમત્રમ ફુદડી ફરે:
રૂ-પૂણીનું સૂતર કરે.

તકલી કાઢે તાર અખંડ:
થાક ચડે ના એને અંગ.

તકલી ઘરકન્યાને હાથ:
તકલી વનગોવાળી સાથ.

તકલી પળમાં આળસ હરે:
અમને સુંદર શાન્ત કરે.

તકલી નાજુક નાની આમ:
જગમાં કરતી મોટું કામ.

રૂ જ્યમજ્યમ ઝાઝું કંતાય:
દેશ અમારો છૂટો થાય.

# સબરસ



સ્વરાજને વા'ણે સબરસ લીધું.

મારી માતાએ મને સબરસ દીધું;
જાણે સમદરનું અમરત પીધું:
સ્વરાજને વા'ણે૦

મારા બાપુજીનું સબરસ મીઠું;
એવું જગતમાં કાંઇ નવ દીઠું:
સ્વરાજને વા'ણે૦

અંગેઅંગે તે કંઇ સબરસ સોહ્યું;
સબરસમાં મારું તનમન મોહ્યું:
સ્વરાજને વા'ણે૦

રાજા ને રંકને સબરસ સરખું;
સબરસના સ્વાદે હું બહુ હરખું:
સ્વરાજને વા'ણે૦

# શબ્દ-રમત



ફાંફાં ન મારો
— કહિ પાપ લાગે.

આંસુ ન પાડો
— કહિ દુ:ખ લાગે.

ઝોકાં ન ખાશો
— કહિ ભૂખ લાગે.

દ્હોકા



ઈ. દ્હૌકા પહેલાંની

કિંમત ૦–૧૦–૦

એ જ લેખક-ચિત્રકારની સંયુક્ત

**બાળદુનિયાની બહુરંગી ચિત્તાકર્ષક ચિત્રપે**

ગિજુભાઈ એને વિષે કહે છે: 'બાળકો હોંશેહોંશે વાંચ